જરૂર કાલે આવે, મુજ બેન સંધ્યાકાળે
ઠેકાણું તમે કરજો, ના ઘર મુજ ભાળે-૧૧૪૫
વારૂ કહી તે વળીઓ, પ્રતાપ ઘેર પોતે
એમ દીન એક વીત્યો, સતીની રાહ જોતે-૧૧૪૬
દિવસ બીજાની આવી, એ કર્મહીણ સંધ્યા
મોહન ભોળે ભાવે, પ્રભુને પ્રેમ વંદયા-૧૧૪૭
મોહન મન વિષે, સદગુણ છે ભરેલા
ન ક્રુર આવા ધંધા, ન કોઇ દી કરેલા-૧૧૪૮
છતાંય આજ આ શું, મોહન હાથ બનતું
સંસ્કારી દીલ તેનું, રહે ઘણુંય ડરતું-૧૧૪૯
નડે છે ફકત નારી, ઘડીમાં જીવ કાઢે
ડરે તે ફકત જેથી સામ્રાજ્ય જેનું ચાલે-૧૧૫૦
અરે આ જગત વિષે ભોળા નરોનાં ભાગ્યો
દોરવાય નારી દોરે જીવન બગાડે આગે-૧૧૫૧
સદગુણ એના સડતા વિવેક એના બળતા
નારીના સુર આગળ ભોળા કુટાઇ મરતા-૧૧૫૨
સામ્રાજ્ય સ્ત્રીનું જ્યાં છે અંધો બનાવે નરને
સામ્રાજ્ય સ્ત્રીનું જ્યાં છે ખર ગણાવે નરને-૨૧૫૩
સામ્રાજ્ય સ્ત્રીનું જ્યાં છે, રાત્રીએ સુર ઉગે
સામ્રાજ્ય સ્ત્રીનું જ્યાં છે મનાવે ભુખ મુગે-૧૧૫૪

સામ્રાજ્ય જ્યાં સ્ત્રીનું છે ધીરજ ધીરાઓ ચુકે
સામ્રાજ્ય સ્ત્રીનું જ્યાં છે માઝા મહાન મુકે-૧૧૫૫
સામ્રાજ્ય સ્ત્રીનું જ્યાં છે સદગુણ જાય સરવે
સામ્રાજ્ય સ્ત્રીનું જ્યાં છે કૃત્ય કુડાં એ કરાવે-૧૧૫૬
સામ્રાજ્ય સ્ત્રીનું જ્યાં છે સેતાન થાય સાધુ
સામ્રાજ્ય સ્ત્રીનું જ્યાં છે પાપી પુજાય પહ્નુ-૧૧૫૭
મોહન કેરા ઘરમાં સામ્રાજ્ય સ્ત્રીનું એવું
મોહન પ્રતાપી તો એ જીવન થયું છે એવું-૧૧૫૮
સ્ત્રીના કહ્યાથી તેણે પવીત્ર બેન ત્યાગી
અંધો થઇને તેણે જોયું ન હોય જાગી-૧૧૫૯
વાંચક વિચારો અહીંઆં મોહને કાર્ય કીધું
ન દોષ એને આપો નવું ન એણે કીધું-૧૧૬૦
જુવોને શાસ્ત્ર દ્રષ્ટે અનેક ઠામ ભાખ્યું
કૈકેયી કેરા વચને દશરથે નામ રાખ્યું-૧૧૬૧
કુરંગ કેરી કાજે સીતાએ રાડ લીધી
ચરિત્ર સ્ત્રીનાં કરીને વિપરીત બુદ્ધિ કીધી-૧૧૬૨
સ્ત્રીએ ચઢાવી માર્યા રજપુત લક્ષ કોટી
પાયમાલ રાજ્ય કીધાં ખુવારી કીધી મોટી-૧૧૬૩
થયું જ્યાં આવું આવું મોહન વિશાત ત્યાં શી
નારીના મોહ્ આગે ગણુતી સતીની ત્યાંશી-૧૧૬૪

પડી અઘોર સંધ્યા સતીની હાય આજે
ભાવીએ લેખ કેવા ઘડયા સતીને કાજે-૧૧૬૫
નિરદોશ એ જે નારી ન જાણુતી એ કાંઇ
ભાભીના દુઃખ માટે તૈયાર તે ન કાંઈ-૧૧૬૬
રટણુ પ્રભુનું કરતી બીજુ ન તે ઉચરતી
ઘરમાં ભરાઈ રહેલી વાણી કટુ એ સુણી-૧૧૬૭
એ આભ તુટયું તેને નિરદોષ એ છે તોયે
વિશ્વાસ ધારી પ્રભુનો વિતાવે દીન તોયે-૧૧૬૮
આવી અઘોર સંધ્યા મોહન વિચાર કરતો
અરેરે હાય મારે વિધિનો યોગ નડતો-૧૧૬૯
સગી છે બેન મારી ઘણી પવિત્ર સારી
પ્રભુ શું આ ગુજારી ગણાવી તેં હત્યારી-૧૧૭૦
હવે ન એકે આરો નક્કી વીચાર મારો
તજીને ભાવ મારો બુઝાવું દીલ વ્હાળો-૧૧૭૧
અંધારૂ પુર પડીયું મોહન ગયો છે ઘરમાં
ગંગા કહીને તેણે ઘાંટો દીધો છે ઘરમાં-૧૧૭૨
બેઠીતી એક ખુણે ગંગા બીચારી રડતી
વીરાનો સાદ સુણી લાગી છે ભારે ધરતી ૧૧૭૩
મોહન કેરા વચને બંધુત્વ ભાવ નહોતો
મોહન કેરા વચને ક્રોધીત્વ ભાવ હોતો-૧૧૭૪

ગંગાએ જાણ્યું મનમાં વીરાને ક્રોધ વ્યાપ્યો
જાણ્યું કે ભાભી ભુંડી વીરો મારો સંતાપ્યો-૧૧૭૫
મોહનનો સાદ સુણી ગંગા વદી વીચારી
કહોને ભાઇ શું છે ? વાણી મૃદુ ઉચારી-૧૧૭૬
કૃતમ રોષ દાબી મોહન વદ્યો ત્યાં વાણી
અરેરે બેન મારી દીધું મેં દુઃખ જાણી-૧૧૭૭
વીરાની મીઠી વાણી ગંગાએ સુણી જ્યારે
આનંદ અંગ વ્યાપ્યો હર્ષે ભરાણી ત્યારે-૧૧૭૮
વદી પછીથી વાણી વીરા ન દોષ તારો
વીધીએ લેખ લખીયા તેમાં શું થાય ધારો-૧૧૭૯
વિચાર સારો સુઝયો જાણીને હર્ષ પામુ
નહી તો અતિશે કષ્ટે ધાર્યું'તું હું વીરામું-૧૧૮૦
વીરા છે ઓથ તારી હાંસી શું થાય મારી
હવેથી વીરા મારા વિચાર રાખ સારા-૧૧૮૧
મોહન વદ્યો ત્યાં વાણી હવે ન એમ થાએ
આજે તું બેન મારી કામે કદાપી જાએ-૧૧૮૨
છે કામ એક મારૂં કરી ત્વરાથી લાવો
હનુમાન કેરી બાધા આજે કરીને આવો-૧૧૮૩
રાખીતી તારા માટે રહે તું જીવતી જેથી
વીધીએ તારા હાથે કરાય ઠીક તેથી-૧૧૮૪

તૈયાર થા તું હમણાં શ્રીકૃષ્ણની સાથ દીવો
લઈને સીધાવો ત્યાં તો બેની ન કાંઈ બીવો-૧૧૮૫
ગંગા સુણી વિચારે કૃપા વીરાની પામી
હા ના કરીશ કાંઈ તુચ્છકાર પામું સામી-૧૧૮૬
ભલેને ભાઈ લાવો કરી આવું કામ એ તો
પ્રતાપ તારો ભાઈ ન ડર કદાપી છે તો-૧૧૮૭
મોહને તર્ત ત્યાં તો શ્રીકૃષ્ણ ને દીપ આપ્યાં
સતીએ ત્યાંથી સ્નેહે પગલાં ત્વરાથી માપ્યાં-૧૧૮૮
અંધારૂ પુરૂ પડીયુ ના મુખે મુખ સુઝે
સતીના ચર્ણ ડરથી અરેરે હાય ધ્રુજે-૧૧૮૯
સંધ્યાએ થાકી જાતાં રાત્રીનું રૂપ લેતી
નિર્જન તમામ રસ્તા નિહાળી જાય બીતી-૧૧૯૦
કષ્ટાળુ દેહ તેની તેથી એ ડરતી ચાલી
આવી અનેક રાતો વીતાવી ગણુતી ચાલી-૧૧૯૧
એકલી અંગ ધારી વિચાર કરતી ભાવી
વિતાવ્યું ગામ એવે પાદર વિશે તે આવી-૧૧૯૨
ચાલી તે પુર પાટે હનુમાન કેરા હાટે
ડરવું તે શાને માટે ધારી તે જાય વાટે-૧૧૯૩
દેવળ નિહાળ્યું દુરથી સતીને હામ આવી
કરીને બાધા હાવે પાછી વળું નીરાંતે-૧૧૯૪

દેવળની પાસ આવી નિર્જન બધુય લાગ્યું
અબળાનું અંગ જેથી ડરવા તે કાંઈ લાગ્યું-૧૧૯૫
દેવળ અતીશે ભારે વિશાળ ચોક માંહે
પાણીનો હોજ વચ્ચે સુંદર રસોઈ ત્યાંહે-૧૧૯૬
દર્શન નિમિત દીને લોકો હજાર આવે
હનુમાન દાદા કેરૂં દેવળ એ કંપાવે-૧૧૯૭
સતીએ દ્વાર ખોલ્યું ધીમેથી માંહી પેઠી
મેદાન માંહી ભાળી અંતરે બીક પેઠી-૧૧૯૮
છતાંય હામ રાખી આગળ વધી તે નારી
દેવળના દ્વાર પાસે આવી ઉભી તે નારી-૧૧૯૯
વિચારી વામા વળતી દેવનું દ્વાર ખોલે
નારી ઉભી તું રહેને પાછળથી કોઇક બોલે-૧૨૦૦
પડઘો સતીને લાગ્યો ભીષણ એ નાદ લાગ્યો
અબળા ત્યાં દીનવદને પાછું વાળીને જુવે-૧૨૦૧
અંધાર ભાગ વિષે નિહાળી નારી જ્યારે
નીરખે છે નર ત્રણ તો સતી ગભરાય ત્યારે-૧૨૦૨
દગો શું આજ આ છે, નિહાળું શું આ નયને
પ્રભુ શું બાકી રાખી પુરૂ તે વેર લઈને-૧૨૦૩
ભાઇનાં કરેલાં કૃત્યો આગળ તે આજ આવે
દગો આ તેણે કીધો સુખી તે તેથી કહાવે-૧૨૦૪

પ્રભુજી મુજ બેલી છું અબળા અકેલી
લજ્જા તું નાથ રાખે શશી રવીને સાખે-૧૨૦૫
અંધાર ભાગમાંથી નર તો ત્રણેય આવ્યા
સતીના સામા ઉભા સાક્ષત યમ જેવા-૧૨૦૬
બોલ્યા છે ત્યાંતો વાણી સતી પધાર્યા શાણી
બુરી તમારી કહાણી આવ્યા શું આંહી જાણી-૧૨૦૭
ઉતારો વસ્ત્ર અહીંયાં પ્રભુને વળતી સમરો
હમણા તો નાશ તારો અહીંયાં છે થનારો-૧૨૦૮
સતીએ શ્રેય માન્યું પોતાના નાશ માંહી
અતીશે દુઃખ માંહી જીવવું ન સારૂં આંહી-૧૨૦૯
સતી વદી ત્યાં વાણી હરખાઉં વાત જાણી
મરવાને હું ઇચ્છું છું હરખાઉં વાત જાણી-૧૨૧૦
ચલાવો શસ્ત્ર પ્યારા આશીશ એજ આપું
દુખીઓ આ દેહ છોડી પ્રભુજી પંથ માપુ-૧૨૧૧
તમારૂં શ્રેય કરશે પ્રભુજી એજ પ્યારો
દુખીઆરી દારા કેરો સુખી કરો જનમારો-૧૨૧૨
વીરા વીચાર કાંઇ કરવાની નથી હા ના
ખુશી થઇને કહું છું તો તો વિચાર શાના-૧૨૧૩
માળા આ હેમ કેરી ઉતારી લોને પહેલી
કહીને માળા આપી સતી બની છે ઘેલી ૧૨૧૪

ચંડાળો ચીત્ત ચોંકે સતીની હામ દેખી
મરવાને ખુશ આજે સતીને ત્યાંજ દેખી-૧૨૧૫
ચંડાળ વિચાર કરતા કરવું શું આંહી હાવે
દારાને દેખી આજે દયા જરા તો આવે-૧૨૧૬
ચંડાળ ચરણે પોતે ઝુકાવ્યું શીર જાતે
વીરા વધેરો આજે કહું છું પ્રભુને કાજે-૧૨૧૭
વદે સતી ત્યાં એવું ચંડાળ દીલ ફરતુ
નારી સલુણી સારી ઇચ્છે છે એજ મરવું-૧૨૧૮
કોમળ છે તેની કાયા કરી પ્રભુએ કેવી
જોવાથી આજ તેને લાગે છે કોઈક દેવી-૧૨૧૯
જરા ન જીવ ચાલે હણવામાં આને આજે
માટેજ મુક્ત કરવી પ્રભુને એજ બાને-૧૨૨૦
વદ્યા ચંડાળ વાણી ઉભી તું બેન થાને
અમો વિચાર કરીયે જીવતી અહીંથી જાને-૧૨૨૧
કરતાં પ્રહાર તુજને અમોને પાપ લાગે
દેવી સમાન તું છે અમોને શ્રાપ લાગે-૧૨૨૨
માટેજ અહીંથી આજે ત્વરાથી નાશી જાને
દુખોથી મુક્ત થઇને પ્રભુના ગુણ ગાને-૧૨૨૩
સતીએ સુણી વાણી ઉતર્યા પ્રભુ એ જાણી
હરખાણી એજ હેતે પાછી વળી તે જોતે-૧૨૨૪

ભૂલ્યા ચંડાળ બીજું સતી બોલાવી પાછી
વસ્ત્રો બધાંય માગ્યાં, યુક્તિ બતાવી પાછી-૧૨૨૫
પુરૂષ વેષ આપ્યો સતીનાં વસ્ત્રો લીધાં
નરનાં સતીને વસ્ત્રો પહેરાવી ત્યાંજ દીધાં-૧૨૨૬
સતી વિદાય કીધી પોતે વિદાય લીધી
ચંડાળે ચીત્ત ધાર્યું સંપીને એ વિચાર્યું-૧૨૨૭
જવું તે ઘોરો વાટે, તાજી ચણેલી જોઇ
તોડીને ઘોર તે તો, જાણે ન તે તો કોઇ-૧૨૨૮
મડદુ માંહેથી લેવું વસ્ત્રો આ સર્વ ધરવા
ઓળખાય ન અંગે તેવાં નિશાન સર્વ કરવા-૧૨૨૯
વિચારી એવું પોતે ગયા નિશાએ જો તે
તાજીજ ઘોર ખોદી કાઢી છે લાશ ત્યાંથી-૧૨૩૦
વસ્ત્રો સજાવ્યાં સરવે સતીનાં લાવ્યા સાથે
જખમ ઘણાય કરીને ઉપાડી લાશ માથે-૧૨૩૧
મોહનના ઘરની પાછળ ઉતારી લાશ તે તો
યુકિતથી તેને દાટી જાણે ન કોઇ તે તો-૧૨૩૨
વળી હથીઆર છુપાં મુકયાં ત્યાં બીજે ઠામે
ચંડાળ આવું કરીને સીધાવ્યા નીજ ગામે-૧૨૩૩
મોહન સવારે ઉઠે, નહી સતીને દેખે
આનંદ રંગ વ્યાપ્યો મહેનત આવી લેખે-૧૨૩૪

પશ્ચાત સર્વ છુટી નીરાંત વાળી બેઠો
હવે ન થાય વાતો મટી ફજેતી આ તો-૧૨૩૫
વિચારી વાત એણે ઉડાવી વાત એવી
જાત્રાએ બહાર ગઇ છે ગંગા થવાને દેવી-૧૨૩૬
મહાજન જતું તું મોટું તે સાથ તે તો ગઇ છે
સંગાથ સારો જોઇ આ જ્ઞાન લેવા રહી છે-૧૨૩૭
ગામે પ્રસારી એવી વાતો અનેરી આજે
લોકોને તેની કાંઇ પડી તે હોય શાને-૧૨૩૮
એ રીત દીન વીત્યા દશેક શાન્તિ દાતા
પછીથી વાત ફુટી ચર્ચાય ગામ બાધા-૧૨૩૯
વદે છે કોઇ એવું ગંગાનું લગ્ન કીધું
કોઇ કહે છે એવું ગંગાને ઝેર દીધું-૧૨૪૦
કોઇ કહે છે એવું ગંગાને મારી નાંખી
કોઈ કહે છે એવું વાતો ખોટી દાખી-૧૨૪૧
અનેરી આમ વાતો વાયુના વેગે ફરતી
આયના સ્વરૂપી દુનિયા ખરી પરીક્ષા કરતી-૧૨૪૨
જાણીને દાવ સારો અહિયાં પ્રતાપ ચાલ્યો
ફોજદાર ઘેર જઇને મુદો બધોય આલ્યો-૧૨૪૩
પછીથી આવ્યો તે તો મોહન ઘેર મળવા
મીઠાશ રાખી મનમાં, વાતો તે બેઠો કરવા-૧૨૪૪

અરેરે ભાઇ આજે અનેરી વાતો થાએ
સાવધપણે તો રહેજો ઇજત બધાંની જાએ—૧૨૪૫
કરતાં એ કામ તારૂં મારૂં ન મુળ જાએ
સંભાળ તેની રાખો પછી થવાનું થાએ—૧૨૪૬
મોહન વદયો ત્યાં વાણી વીરા ન બીક રાખો
ફીકર તજોને તેની હૃદયે તે હામ રાખો—૧૨૪૭
થાએ ન કાંઇ એમાં ફીકર કરો છો જેમાં
દીવસ ગણાય વીત્યા વળે હવે ન તેમાં—૧૨૪૮
પ્રતાપ એવી વાતો કરી ત્વરાથી ઉઠયો
મોહન મન ચોકખું હજુ ન ભેદ તુટયો—૧૨૪૯
મોહન નીરાંત વાળી બોલાવી નારી પાસે
વાતો મજેની કરતો અનેરી આજ આશે—૧૨૫૦
આનંદ અતીશે જામ્યો નારીની સાથ વાતે
જોતાં ન જાણે કોઇ દુખીયાં ન કોઈ વાતે—૧૨૫૧
એવામાં દ્વાર પાસે પોલીસ આવી ઉભો
મોહને જોઈ તેને પુછે તું શાને આવ્યો?—૧૨૫૨
વદયો તે પોલીસ વાણી હમણાં બધુંય જાણો
હું છું તમારા જેવો અંદેશ ન ઉર આણો—૧૨૫૩
શાંતી એ સર્વ આપી પોલીસ ઉભો ત્યાં તો
બીજાય બધાય આવ્યા થોડીક વારે ત્યાં તો—૧૨૫૪

ફોજદાર સાથ આવ્યા ઘરને ત્યાં ઘેરો ઘાલ્યો
મોહનને નારી સાથે બાહેર તર્ત કાઢયો-૧૨૫૫
પેરામાં તેને રાખ્યો મળવા ન કોઇ દેતા
મોહનને આમ જોઈ કોઇ કશું ન કહેતા-૧૨૫૬
પોલીસને આજ પુરી બાતમી મળી છે જેથી
તપાસ થોડી કરતા ખોળી તે કાઢયું તેથી-૧૨૫૭
ખોદાવી લાશ કાઢી હથીયાર સર્વ કાઢયાં
લાવીને બહારની તેને મોહન દૃષ્ટે પાડયાં-૧૨૫૮
ચુંથાઈ લાશ ગઇ છે નીશાની નવ રહી છે
ઓળખાય એ ના આજે તેવી બનીને રહી છે-૧૨૫૯
વસ્ત્રો હતા જે પાસે મોહન એજ ઓળખે
ગંગાનાં વસ્ત્રો જાણી ચોધાર આંસુ આવે-૧૨૬૦
અરેરે દૈવ! આ શું! આ લાશ અહીં કયાંથી?
જરૂર બેન મારી આવી આ લાશ કયાંથી?-૧૨૬૧
દગો થયો શું પુરો પ્રતાપે એજ કીધું
ભુલ્યો હું પાપ ભાગે પ્રતાપે વેર લીધું-૧૨૬૨
ફોજદારે પુછયું ત્યાં તો મોહન કહોને આજે
આ લાશ કોની કાવે વદો એ સત્ય વાવે-૧૨૬૩
જુઠું ન બોલો જરીએ થવાનું તેજ થાએ
જુઠું વદ્યાથી જાણો ઇજ્જત બધીય જાએ-૧૨૬૪

મોહન વધો ત્યાં વાણી સાહેબ વાત સારી
એકલાં આ વસ્ત્ર જાણું ઓળખાય ન લાશ સારી-૧૨૬૫
ગંગા જે મુજ બેની જેવાં છે વસ્ત્ર આ તો
પરંતુ આંહી જોઇ વીસ્મય ઘણોજ થાતો-૧૨૬૬
જાત્રાએ તે તો ગઇ છે વસ્ત્રો આ ક્યાંથી આવ્યાં
છે સંગે સાથ સારો તો વસ્ત્ર ક્યાંથી આવ્યાં-૧૨૬૭

ભગની પવીત્ર મારી કર્યું શું ખુન કોઇ
અરેરે હાય કહીને મોહન પડ્યો છે રોઇ-૧૨૬૮

ફોજદારે પંચનામુ વીધી સરેજ કીધું
સબને તે દવાખાને મોકલાવી તર્ત દીધું-૧૨૬૯

પાસે બોલાવ્યા લોકો પુરાવા કંઇક લીધા
દુશ્મન હતા જે લોકો પુરાવા ખોટા દીધા-૧૨૭૦

પુરી વીધીએ કરતાં લોકોને દુર કાઢી
મોહનને તેની બીને હાથે કડીઓ નાંખી-૧૨૭૧

ચોધાર નયને રડતો મોહન નારી સાથે
ભર્યે બજારે ઘેર્યો પોલીસે નારી સાથે-૧૨૭૨

સરકારી તાળાં દીધાં મોહનને ઘેર વાસી
સગાં સંબંધી સર્વે ભાગ્યાં તે દુર નાસી-૧૨૭૩

મોહનને જેલખાને પૂર્યો એ ખૂન બાને
નારી છે તેની સાથે નડ્યાં કરેલાં હાથે-૧૨૭૪

વાંચક વિશ્રામ લ્યોને, પછીથી પાય ધરીએ
કથા સતીની શી છે, તેનો વિચાર કરીએ—૧૨૭૫
દુખીઆરો જન્મ જેનો, ન સુખ હોય તેને
પ્રભુ દરબાર કેરો, ઘણો અન્યાય જેને—૧૨૭૬
પુરી કસોટી કરતો, તાવી એ તાપ દેતો
જેને હાથ ધરતો, પીછો એ પુરો લેતો—૧૨૭૭
પૂસાય તેની માંહી, કીંમત ન કોડી કેરી
ઉલટોએ છેહ દેતો, રખડાવે શેરી શેરી—૧૨૭૮
કસોટી પાર પામે, ગમે તે તાપે તાવે
તેને પછીથી જગમાં, ઉની ન આંચ આવે—૧૨૭૯
સતીને એહ રીતે, કસોટી કંઈક દીધી
અતિશે તાપ દેતાં, વિપત્તિ કંઈક દીધી—૧૨૮૦
છતાંય તેહ બાળા ચલિત ન કર્મ થતી
વિપત્તિ માંહી તે તો, પ્રભુનાં ગુણ ગાતી—૧૨૮૧
અબળાનું અંગ તેનું, ખમાય દુઃખ જેને
છતાંયે જાણી જાણી પાડયું પ્રભુય તેને—૧૨૮૨
અતીશય દુઃખ પડતાં સતી કસાણી જાતે
હવે તે દુઃખ સરવે, હળવાં બધાંય લાગે—૧૨૮૩
હનુંમાન કેરા દેહરે છુટી સતી જે થઈ છે
પાછી ઘેર ન જાતાં જંગલ વિષે તે ગઈ છે—૧૨૮૪

ભીષણ રાત નીરખી વળી છે રાન રસ્તો
કાળી અંધારી રાતે સુઝે ન એક રસ્તો—૧૨૮૫
સતીના કેશ છુટા રાને પડયા છે પુરા
માથે ન વસ્ત્ર રહેતું સતીના હાલ બુરા—૧૨૮૬
આ વેષ અંગ આવ્યો સમજીને કચ્છ વાળ્યો
થવું કો ગામ ભેગું વિચાર એજ ધાર્યો—૧૨૮૭
અંગે ઉજરડા થાતા ગણે ન લેશ તેને
કેકર ઉડાવે કેશ, ધારે ન દુઃખ તેને—૧૨૮૮
વટાવે રાન રસ્તો ભૂલી તે કંઇક પડતી
રસ્તા વીના એ આવે એકે ન સુઝ પડતી—૧૨૮૯
જંગલ વિકટ આવ્યું સતીને ભાન તેનું
જરાય હોય શાનું બેભાન દીલ જેનું—૧૨૯૦
લાખો નીરાશા મનમાં, આશા ન એક જેને
પરવા કહોને શાની પછીથી હોય તેને—૧૨૯૧
અતીશે રાન ગાઢું ધ્વની તો કાંઈ થાતો
વૃક્ષો અડીને ઉગ્યાં સંચય ન વાયુ વાતો—૧૨૯૨
હજારો જન કેરી કુડાળી મણું કેરી
લાખોના જાન લીધા આ તો જગા અનેરી—૧૨૯૩
લુંટારૂ લોકો રહેતા કર્મો એ ઘોર કરતા
તજીને બીક સર્વે નિર્ભયપણે તે ફરતા—૧૨૯૪

આજે તે લોક કેરો, ઉત્સવનો દીન જાણે
મળીને સર્વ બેઠા, ભેળા થયા પ્રમાણે—૧૨૯૫
અગ્ની સળગાવી વચ્ચે, આહુતી કંઇક આપે
ગુફા છે એક તેમાં, દેવી કરીને થાપે—૧૨૯૬
બધાય શાંત બેઠા, બોલે ન કાંઈ ત્યાં તો
સંજ્ઞાથી કાર્ય કરતા, બોલ્યા વીણુ જ્યાં તો—૧૨૯૭
ખડખડાટ દૂર થાતો, અહીંયાં સુણાય તે તો
પાપીઓ પાપ મુકતી, કરતાય એમ એતો—૧૨૯૮
અહીંઆં સતી તે ચાલી, આવે આ રાન માંહી
બીજું ન ભાન તેનું, સંભાળી ચાલે ત્યાંહી—૧૨૯૯
ચર્ણો તપાસી મુકે, નજર પણ ત્યાંજ રાખે
ધ્વની જો કંઇક થાતો, તેમાં ન દીલ રાખે—૧૩૦૦
ચાલે તે પુર જોશે, અતીશે હાલ હોંશે
આવી તે પહોંચી પાસે, લુટારૂ બેઠા ખાશે—૧૩૦૧
કદમ પચીસ દૂરથી, લુટારૂ દીઠા દ્રષ્ટે
લુટારૂ તેને દેખે, ભરાયુ દુઃખ કષ્ટે—૧૩૦૨
સતી અતીશે ચમકી, ઓ હાય આ શું દેખું
ભુલી હું ભાન મારૂં, તેનું આ દુઃખ પેખું—૧૩૦૩
વ્યાઘોની વસ્તી માંહી, આ ગાય છે ફસાણી
જીવતર ન હોય હાવે, ખુટી છે કર્મ કહાણી—૧૩૦૪

પ્રભુ શું સ્હાય દેશે, કુવે પડી હું હાથે
વિચારી હું ન ચાલી, હાવે પ્રભુ શું થાશે—૧૩૦૫
બચાવ કેમ કરવો, સુઝે ન એકે આરો
ઉપાય એક ન જડતો, તજવો આ જીવ મારો—૧૩૦૬
અહીંઆ સતી એ આવે, નિશ્ચય કર્યો છે જ્યારે
પણ લુટારૂ કેરી, વાતો શી ચાલે ત્યારે—૧૩૦૭
સતી ન ડગલુ ભરતી, ખસતી નથી એ ત્યાંથી
જડવત બનીને ઉભી, ધરે ન પાય જ્યાંથી—૧૩૦૮
લુટારૂ દેખી તેને, વિસ્મય અતિશે થાતા
જડવત ઉભેલી જોતાં, વિચાર કંઇક થાતા—૧૩૦૯
વિચારો ધીરે કરતા, ન હોય આ કો નારી
જરૂર દેવી આવી, વરદાન આપનારી—૧૩૧૦
ઉભી છે માન લેવા, અહીંઆ ન તેથી આવે
અવસર ચુકીશું આ તો, રીસાઈ તેહ જાવે—૧૩૧૧
માટેજ સર્વ ઉઠો, જયકાર સર્વે બોલો
દેવી પ્રસન્ન થાશે, દેવીનો ભાર તોલો—૧૩૧૨
ઉઠયા સર્વ સાથે, આવ્યા સતીની પાસે
સતીએ અતીશે ડરથી, પાછા પગે તે નાસે—૧૩૧૩
વિનવે અતીશે મુખથી, દેવી કહીને બોલે
કૃપા તે માગે પુરી, એવા તો બોલ બોલે—૧૩૧૪

સતીએ ધાર્યું મનમાં દેવી મને એ માને
ત્યારે તો ઉભું રહેવું ડરવું હવે તો શાને—૧૩૧૫
કરવો એ વેશ પુરો આવી પડયો જો માથે
તેમાં જો ચુક થાએ ખમવું પડે તે સાથે—૧૩૧૬
ધારી સતી ત્યાં એવું ઉભી છે હામ રાખી
લુટારૂ પાસે આંવ્યા અતિશે પ્રેમ દાખી—૧૩૧૭
નીચા નમાવી શીશો પાયે સતીને લાગ્યા
ગદગદ કંઠે બોલી વરદાન કંઈક માગ્યાં—૧૩૧૮
સતીએ ખામોશ રાખી ખુશ રહો એ ભાખી
પછી લુટારૂ બોલ્યા આજ્ઞા એ એક માગી—૧૩૧૯
સતી પછીથી બોલી પુત્રો હું સત્ય કહું છું
રક્ષા તમારી કરવા તત્પર સદાય રહું છું—૧૩૨૦
વસ્ત્રો ઘરેણાં કંઇએ લાવ્યા જો હોય તેની
ધરોને ભેટ મુજને ભૂખી હું હાલ તેની—૧૩૨૧
પછીથી એક આજ્ઞા તમોને આજ આપું
હમણાં તૈયારી કરવા આજ્ઞા હું એજ આપું—૧૩૨૨
અહીંથી વીશેક ગાઉએ મુકામ સર્વ કરજો
સંકા ન ધારી મનમાં ડગલું ન પાછુ ભરજો—૧૩૨૩
પુરો પરોઢ થાતાં રાજા આ રાન માંહી
લશ્કરની સાથ આવે શીકાર માટે જ્યાંહી—૧૩૨૪

અહીંથી તમો ન જાવો પકડાઈ નક્કી જાઓ
કહેતા હું એજ આવી મારો ન ચાલે દાવો—૧૩૨૫
લુટારૂ ખુબ હરખ્યા દેવીની વાણી સુણી
ફરીથી ઉપાય લાગે, વાતો સતીની સુણી—૧૩૨૬
લુટારૂ હરખી પોતે ભેટો વીવીધ ધરતા
આગળ સતીની આશે દાગીના ભેટ કરતા—૧૩૨૭
બેઠાતે ભેટ મુકી રહ્યા છે જ્યારે તે તો
રાત્રીના ચાર વાગ્યા તણો અંદાજ છે તો—૧૩૨૮
પછીથી આજ્ઞા દીધી સહુને જવાની ત્યાંથી
વેરાયા તેજ રીતે ધારેથી સર્વ ત્યાંથી—૧૩૨૯
નિર્ભય સતી તો હાવે અહીંઆ થઈ જે ઉભી
પ્રભુ કૃપાથી તેને કોઇએ ન આંહી દુભી—૧૩૩૦
વાયુ વેગેથી લોકો થયા અદર્શ ત્યાંથી
સતી સવાર સુધી ખસી ન જરા ત્યાંથી—૧૩૩૧
મીલકત બધી ત્યાં મુકી પત્રો ઉપર તો ઢાંક્યાં
વળતી તે પોતે ચાલી ચિન્હો ઘણાય આંક્યાં—૧૩૩૨
ચાલીને ચર્ણ દુખ્યા જંગલનો પાર આવ્યો
હરીઆળી ભુમી આવી સતીને હર્ષ આવ્યો—૧૩૩૩
થયો છે શ્રમ ઓછો શક્તી કંઈક આવી
બેઠી છે શ્વાસ ખાવા હીંમત અનેરી લાવી—૧૩૩૪

થોડેક દુર ચાલી રસ્તો સરીયામ આવ્યો
ચઢી તે એજ રસ્તે અંદેશ ન કાંઇ આવ્યો—૧૩૩૫
પુછતી કો રાહધારી જનો જો કોઈ જાતા
ચાલી તે જાય વાટે અંતર ઉમળકા થાતા—૧૩૩૬
પાદર જણાયું તેને કોઇ નગ્ર કેરૂ તેને
વસ્ત્રો સજીને લીધા પડે ન કહેવુ તેને—૧૩૩૭
મલાજો સહેજ રાખી ચાલી તે નગ્ર માંહે
ઉંચા મકાન જોતી ચાલી તે જાય ત્યાંહે—૧૩૩૮
વજીર રાજ કેરો તેનું મકાન જોતી
મહેનત અતીસે કીધી કાઢ્યુ છે ત્યારે ગોતી—૧૩૩૯
ખબર તો પહેલી આપી આજ્ઞા મળી છે જ્યારે
વિવેક સર્વ રાખી દાખલ થઈ છે ત્યારે—૧૩૪૦
પ્રધાન આવી ઉભો સતીને પ્રશ્ન પુછે
નારી કહોને મારૂં એવું તે કામ શું છે—૧૩૪૧
ક્યાંથી અત્યારે આવીયાં રહેવાનું ગામ બોલો
ડર તો બધીય ત્યાગી બધોય ભેદ ખોલો—૧૩૪૨
સતી પછીથી બોલી પ્રજા હું આપ કેરી
બાપુજી તેથી ધારો પુત્રી હું આપ કેરી—૧૩૪૩
જો હું નામ મુજ આપું અહીંત તેથી મારૂ
તેથી એવું ધારી બાપુજી એજ સારૂ—૧૩૪૪

હું છું વણીક તનીયા વિધવા જીવન ગુજારૂ
અતિશે દુઃખ આજે દીલડુ બળે છે મારૂ—૧૩૪૫
કહીશ વાત પુરી લાંબી કથા છે મારી
બાપુજી ધારી લેજો સુણતાં છુટે કંપારી—૧૩૪૬
આશ્રય અત્યારે આપો એટલુંજ કષ્ટ કાપો
બનતાં કરીશ કામો ફક્ત અન્ન આપો—૧૩૪૭
બીજું ન માંગુ કાંઇ આજ્ઞા ફરમાવો બાપુ
પ્રભુ ભલુજ કરશે આશીશ એજ આપુ—૧૩૪૮
આજ્ઞા પ્રધાને આપી ભલે બાઇ તુ રહેજે
કરી ન વાત પુરી સંશય એજ રહે છે—૧૩૪૯
ખુશી પડે તો કહેજે રહેવાય તેમ રહેજે
અહીંઆં ય નામ તારૂ કદાપી ન કોઇ લેશે—૧૩૫૦
પછી સતીએ ધારી પ્રધાન એકાંત તેડયો
વળતીથી માલ કેરા મુદ્દો બધોએ છોડયો—૧૩૫૧
જગ્યા બતાવી પુરી હરખ્યો પ્રધાન ત્યારે
તૈયારી તર્ત કીધી સુણી એ વાત જ્યારે—૧૩૫૨
સતીને સાથ લીધી ગાડી જોડાવી પોતે
વીશ્વાસુ જન લીધા આવ્યા તે ઠામ જાતે—૧૩૫૩
લુંટારૂ કેરો પેલો બધોય માલ જ્યાં છે
સતી પ્રધાન સાથે ઉભા જઇને ત્યાં તે—૧૩૫૪

આ દૃષ્ય પ્રધાને જોયું અતિશે દીલ મોહ્યું
અઢળક છે માલ આતો મોહીત મન થાતો—૧૩૫૫
સતીને શાબાશી આપી બધોય માલ લીધો
સાથે આવેલ તેને થોડો થોડોય દીધો—૧૩૫૬
પછીથી પુર વીશે પાછુ પ્રયાણુ કીધું
પુત્રી સતીને કહીને અભયદાન દીધું—૧૩૫૭
હવે સતીને અહીંઆં ઘરમાંહી માન મળીયું
સતી કહે તે થાતું એનું તે ભાગ્ય ફળીયું—૧૩૫૮
પોતાનું નામ બદલી જુદું ધરાવ્યું આંહી
રહે તે એવી રીતે પ્રભાવ પુરા માંહી—૧૩૫૯
ઘરના તમામ કામો નજરમાં એહ રાખે
નોકરની પાસ લેતી હાથે ન કાંઇ દાખે—૧૩૬૦
પુત્રી પ્રધાન કેરી શીક્ષણુ અનેરૂ આપે
પ્રધાન પુત્રી સાથે સહીએર પણુ સ્થાપે—૧૩૬૧
પ્રભાવ સતીનો સારો ઘરમાં પડયો છે જોઇ
હાજી હજુર કહેતા નોકર રહે છે કોઇ—૧૩૬૨
સાંજે પ્રધાન આવે કચેરી માંહે જઇને
સતી ધીમેથી પુછે પાસે ઉભી રહીને—૧૩૬૩
ચાલે છે કેસ કોનો શું નામ ઠામ તેનું
વીગત બની શું તેમાં વિવરણુ કરાવે તેનું—૧૩૬૪

પ્રધાન તેહ કહે છે શંકા તજીને તેને
વિનોદ જાતે માને પ્રધાન પોતે એને—૧૩૬૪
એવા તે ક્રમથી રોજે સતી પ્રધાન પુછે
ઉત્તર પ્રધાન આપે પુછે ન તારે શું છે—૧૩૬૬
દીનો સુખી તે ગાળે પ્રથા એ એવી ચાલે
હજુય દુઃખ કેરાં સ્વપ્નાં સતીને સાલે—૧૩૬૭
એક દી વજીર સાંજે આવ્યા કચેરીમાંથી
સતી તે પાસ જઇને પુછતી બધુંય બેઠી—૧૩૬૮
બાપુ કહોને આજે ચાલ્યો છે કેસ કોનો
આરોપી કોણ તેમાં છે કેસ મુદ્દો શાનો—૧૩૬૯
બાપુ કહોને મુને વાતો એ પ્રીય લાગે
સુણતાં એ વાત સરવે મારી તો ભ્રાંત ભાગે—૧૩૭૦
બોલ્યો પ્રધાન વાણી સાંભળ તું બેન મારી
સંભળાવું વાત એ તો જીજ્ઞાસા છે જ તારી—૧૩૭૧
રામપુર ગામ અહીંથી વીસેક માઇલ દુરે
આપણું છે રાજ્ય ત્યાં તો સાચી છે વાત મુળે—૧૩૭૨
મોહન કરીને ત્યાં તો માણસ ગૃહસ્થ પુરો
તેવા નઠારે ભાઈ ધંધો કીધો છે બુરો—૧૩૭૩
સગી જે બેન તેની ગંગા સ્વરૂપ પુરી
કીધું છે ખુન તેનું દેવાથી તેને શુળી—૧૩૭૪

મરનાર નામે ગંગા બદચાલ તેની સુણી
હંમેશ હરામ કેરા લોકોની વાત સુણી—૧૩૭૫
મોહન ભરાયો રોશે મારી તે નાખી તેને
શીનો સબંધ તેમાં લાવ્યા છે સાથ તેને—૧૩૭૬
ચંચળ છે નામ તેનું તહોમતે નામ તેનું
વિગત બનેલી આજે બીજી તે કાલે કરશું—૧૩૭૭
હજુ ન કેસ ચાલ્યો શરૂઆત કાલે થાશે
ત્રણ દીને પુરો થાશે આરોપી ફાંસી જાશે—૧૩૭૮
સતી સુણીને બોલી વારૂ પીતાજી કાલે
વાતો વિશેષ કરજો અત્યારે એમ ચાલે—૧૩૭૯
દીવસ બીજોય વીત્યો સાંજે પ્રધાન આવ્યા
દીઠા સતીએ જ્યારે અંતર ઉમળકા આવ્યા—૧૩૮૦
આવીને પાસ બોલી પીતા કહોને આજે
કચેરી મધ્યમાં જે શું કામ ચાલ્યું આજે—૧૩૮૧
પ્રધાન બેસી બોલ્યો પુત્રી તું સુણ સર્વે
આરોપી નર ને નારી ફસાય છે જ હળવે—૧૩૮૨
સાક્ષી પુરાવા પડતા બધાય સત્ય જેવા
શીક્ષા ફાંસીની થાશે ગુના છે એહ એવા—૧૩૮૩
બચાવ ન કોઇ કરતુ ઉભાં રહે છે બંને
પસ્તાય પાપી કૃત્યે તકસીરદાર બંને—૧૩૮૪

છુટે ન એ જ કો દી એવા પુરાવા પડતા
સાક્ષી પ્રતાપ નામે મીત્રો થઇને નડતા—૧૩૮૫
સુણી સતીના નયને પાણી ભરાયું પ્રેમે
મનમાં વીચાર કરતી ભાઇ ભલો તો એ છે—૧૩૮૬
નારીની ખોટી શીક્ષા માનીતે બેઠા મનમાં
બદલો કીરતારે આપ્યો સહે છે દુઃખ તનમાં—૧૩૮૭
ફાંસીએ તો ભાઇ જાશે પીઅર ઉજ્જડ તો થાશે
નિર્વંશ કુલનો જાશે દુશ્મનો હરખાશે—૧૩૮૮
માટે બચાવુ વીરને પસ્તાશે આપ મેળે
મારૂય આળ જાશે મને પ્રભુજી પ્રેરે—૧૩૮૯
પ્રધાન સાથે બોલી સતી મૃદુએ વાણી
પીતા કહ્યું જો માનો વદુ હું સાચી વાણી—૧૩૯૦
મોહનનો કેસ ચાલે સમક્ષ આપ કેરી
ગરીબ આરોપી એ છે ન પક્ષ કોઇ તેની—૧૩૯૧
જશે બીચારો માર્યો દયા મુને એ આવે
સાક્ષી બચાવ દેવા પુત્રી તમારી આવે—૧૩૯૨
આજ્ઞા જો આપો તેની પગલુ ભરાય તે તો
આવું હું કોર્ટ મધ્યે કરૂ બચાવ તેનો—૧૩૯૩
સપાડું કાંઈ ન કરતી તેને છોડી દેવા
મારા બચાવ સુણી આવે વિચાર એવા—૧૩૯૪

આરોપી તોજ છુટે માગુ હું આપ પાસે
આજ્ઞા જરૂર આપો અવસર અલેખો જાસે—૧૩૯૫
પ્રધાન સુણી વાતો હરખ્યો ઘણુંય મનમાં
પુત્રી ખરી એ વાતો તેં ધરી હામ તનમાં—૧૩૯૬
કચેરીમાં તું આવું બહુ માનથી બોલાવું
કાલે ભલેને ચાલો રજુ કરો તમ પુરાવો—૧૩૯૭
નક્કી વિચાર એવો રાત્રે કરીને સુતાં
સવારે સર્વે જન તો નીયમ પ્રમાણે ઉઠયાં—૧૩૯૮
સતી ઉઠી છે વ્હેલી સઉચાદી કાર્ય કીધું
પરવારી એજ કર્મે ભજન પ્રભુનું કીધું—૧૩૯૯
સમય પુરો તે થાતાં પ્રધાન તો સીધાવ્યા
કોર્ટે સતીને જાવા સવડ કરીને આવ્યા—૧૪૦૦
પુરો જ્યાં એક વાગ્યો ગાડી તઈઆર કીધી
જાવા કચેરી મધ્યે આજ્ઞા તે આપી દીધી—૧૪૦૧
બાહેર સતીએ આવી ખબર આવ્યાની આપી
પ્રધાન તર્ત તેને બેસાડી સ્થાન આપી—૧૪૦૨
મોહનને તેની નારી સામે આરોપી ઉભાં
કુસંગા સંગ થાતો પ્રભુએ આજ ડુબ્યાં—૧૪૦૩
સતી તો કોર્ટ મધ્યે ઉભી થઇને બોલી
સભાજનો આ સુણજો દેજો એ ન્યાય તોળી—૧૪૦૪

આરોપી જેના ખુને ઘસડાયો કોણ મધ્યે
આજે એ ફાંસી ચડતો છે ન્યાય કેવી રીતે—૧૪૦૫
કર્યું છે ખુન જેનું ગંગા હું નામે તે તો
જીવંતી છું હુંજ અહીં આ ખરી એ વાત છે તો—૧૪૦૬
પુછો પુછાવો કોઈ સાબીત ન થાય જો એ
વીતી બધી એ વરણું આજ્ઞા પીતાની થાએ—૧૪૦૭
મળી રાજ આજ્ઞા ત્યાંતો સતીને વાત કરવા
સતીએ સર્વ જનને કહ્યું છે કાન ધરવા—૧૪૦૮
પછીથી માંડી કીધી બધીએ વાત વર્ણી
એકે ન છાની રાખી પહેલા હતી જે પરણી—૧૪૦૯
કથા જે સાંજ સુધી રસ પુર્ણ સર્વ કહેતી
અધુરી જેહ રહેતી બીજે દીને તે કહેતી—૧૪૧૦
ચાલી કથા તે પુરી પુરા તે સાત દીનો
ઉત્સાહ નગરે વાધ્યો સુણવા ભરાય લોકો—૧૪૧૧
ઘટના આ દુઃખ કેરી સુણી ઘણાય લોકો
ભરી સભામાં રડતા દુઃખે મુકીને પોકો—૧૪૧૨
વિશ્મય અતીશે થાતો રાજાએ વાત જાણી
શાબાશ પુત્રી મારી વાતો બધીય સુણી—૧૪૧૩
સાચી સતીજ તું છે પાયે હું તને લાગુ
થાય શ્રેય મારૂ એવું વરદાન હુંજ માગું—૧૪૧૪

રાજા જ્યાં પાય લાગ્યો, લોકો ત્યાં પાય લાગ્યા
જે જેને રૂચે તેવા, અભિલાશ કંઇક માગ્યા—૧૪૧૫
મોહન ને તેની નારી, છુટાં તે આજ થાતાં
જોઇ સતીને મનમાં, ઘણાં ઘણાં શરમાતાં—૧૪૧૬
રાયે સતીને આપ્યો, અલગ મહેલ રહેવા
સાધન પુરાવ્યાં સર્વે, જીંદગી સુધીએ ખાવા—૧૪૧૭
સચવાય માન તેનું, સમસ્ત રાજ્ય મધ્યે
મોહનને ત્યાંજ રખ્યો, અધીકાર આપી તેને—૧૪૧૮
હતા વીરૂદ્ધ લોકો, સીક્ષા બધાને આપી
કાળાં મુખો તે લઇને, સંતાય કંઇક પાપી—૧૪૧૯
સતીની આમ રક્ષા, પ્રભુ તે આપ કરશે
પાપીઓ પાપ ભાતુ, પોતાની મેળે ભરશે—૧૪૨૦
સંકટ અનેક પડીયાં, સતીએ સત ન છોડયું
આખર પ્રભુએ જાતે આવીને કષ્ટ તોડયું—૧૪૨૧
સતીયાં જે નર ને નારી કષ્ટો અનેક પામી
અંતે તે સુખ પામે પ્રભુ પદે વીરાતી—૧૪૨૨
દુર્જન હજાર લોકો સુખે ભલે ને ફરતા
આખર દુઃખે દુભી કુટેલ નરકે પડતા—૧૪૨૩
હીન્દુ સમાજ મધ્યે કીસા અનેક આવા
અજ્ઞાનતાથી બનતા કરતા સુધારે જાવા—૧૪૨૪

કરીને બાળ લગનો બાળાનાં ઉર બાળે
જોતા ન જોડી વરની પોતાનું અંગ ટાળે—૧૪૨૫
સહાય સ્વાર્થ માટે લોકો એ તેથી કરતા
આખરે પાપ ભુાતુ ભરીને નર્કે પડતા—૧૪૨૬
અરેરે હાય આજે હીન્દુ સમાજ તારી
અધોગતી છે પુરી ખરે ખરી થનારી—૧૪૨૭
હજુએ આંખ ખોલી નિહાળો વાત આવી
તો તો જરૂર હાથે આવે સ્વરાજ ચાવી—૧૪૨૮
કથા સતીની વાંચી વિચાર સર્વે કરજો
અસાર મુકી દઇને ગ્રહણુ સાર કરજો—૧૪૨૯
સતીનું દુઃખ જાણી પુત્રી દુભાય ન કોદી
સંભાળ એની રાખો આવે ન દુઃખ કોદી—૧૪૩૦
કઠલાલકર તો કહે છે વાંચક વીચારો પ્યારા
હશે હજાર દોશો એકે ન લેશો મારા—૧૪૩૧



# જાદુઈ માછલી

યાને

# પત્થરનો પાદશાહ

સદ્દગુણને ચાહનાર ગરીબ દંપતિ ઉપર કોટવાળે ગુજારેલો જુલમ, માછી ઉપર ખુનનું તહોમત, જેલમાંથી નાસી છુટેલો માછી, જાદુઇ વાંસળીનો ચમત્કાર, સિપાઇ કે શયતાન, રાજાએ આપેલો ન્યાય, જમની અને કારભારી, માછીનું વૃત, દરીઆનો દૈત્ય, ભેદી તલાવ, મુવેલાં માછલાંએ સજીવન થઇ અપ્સરાને આપેલો જવાબ, મણીધર સાપ, ભેદી ભોંયરામાં છુપાવેલી રાજકન્યા, પત્થરના પાદશાહની મુલાકાત, રતીસુંદરીનાં કાળાં કર્મો, અજયની અજબ યુક્તિ, પાદશાહનો છુટકારો, જાદુઇ તલાવનું પરિવર્તન, વિગેરે અજબ ચમત્કારી બનાવોથી ભરપુર સંપૂર્ણ વાર્તા. કીંમત દસ આના.

મળવાનું ઠેકાણું—

**બુકસેલર જદુલાલ નારણદાસ મુ. નડીઆદ**

તથા દરેક શહેરના પ્રખ્યાત બુકસેલરો પાસેથી પણ મળી શકશે.

માણુસ પોતાની બુદ્ધિથી શું નથી કરી શકતો ? લાકડાના ઘોડાને ચાંપ દાબી કે સરરરરસટ, આકાશમાં ઉડયો એક રાજકુમાર દુશ્મન રાજાની બે કન્યાઓ લઇ ગગન માર્ગે ચાલ્યો. પૈસાની ભીડ પડે તો બસ (!) લોઢાના માણુસને ચાંપ દાબી કે મહાસાગરને તળીએથી સાચાં મોતીના ઢગલે ઢગલા લઇ આવ્યો. પણુ....એ બધું બને ક્યારે ? માણુસ પોતાની નીતિ જાળવે ત્યારે, રાજકુમાર ઉપર સ્વર્ગની દેવી આશક પડી, તેને સદબોધ આપી સતમાર્ગે ચલાવી. બદલામાં કેટલી દૈવી ચમત્કારી ચીજો બક્ષિસ મળી, તે દૈવી ચીજોએ શું પરાક્રમ કર્યું, લાકડાનો ઘોડો, અને લોઢાનું માણુસ કોણે બનાવ્યું. એ બધુ જાણુવાની ઈચ્છા હોય તો તુરત મંગાવો.

# આકાશમાં ઉડતો ચમત્કારી ઘોડો

## દરેક શહેરમાં બધાય બુકસેલરો વેચે છે.

તમો વેચશો તો પૈસા કમાશો. અને વાંચશો તો જ્ઞાન સાથે ગમ્મત મેળવશો.





રસિક વાર્તામાળા—

પુષ્પ ૧ લું.

એક આના સીરીઝ—નં. ૧.

જાન્યુઆરી ૧૯૨૬.

# સ્વર્ગીય-પ્રેમ!








સંપાદક અને પ્રકાશકઃ—મહાશંકર લલ્લુભાઈ ભટ્ટ.
ઠે. શ્રી ગુજરાત સમાચાર પ્રેસ-લહેરીપુરા, વડોદરા.

☞ આ વાર્તાના દરેક પાન પર જ્યાં "ઢબુ" છપાયું છે ત્યાં "એક આના" એવું વાંચી લેવું.

# આ "રસિક વાર્તામાળા" ની યોજના.

ચાલુ ઇ. સ. ૧૯૨૬ થી અમારા તરફથી આ "રસિક વાર્તામાળા" પ્રકટ થાય છે. આખા વર્ષમાં થઇ તેની કુલ સોળ વાર્તાઓ છપાશે. તે પૈકી: આઠ વાર્તા એક આનાવાળી, ચાર વાર્તા બે આનાવાળી બે વાર્તા ચાર આનાવાળી બે વાર્તા આઠ આનાની કિમ્મતવાળી પ્રકટ થશે. કુલ પૃષ્ટ ૬૦૦ થી ૬૫૦ સુધી આવશે. જેમ જેમ વાર્તાઓ છપાતી જશે તેમ તેમ બજારમાં તેના ઉપર છાપેલી કિમ્મતેજ વેચાશે. આ કિમ્મત સાદા ૨૪ કાગળ ઉપર છાપેલી વાર્તાઓની છે; જેમને ગ્લેઝડ કાગળની બુકો જોઇતી હશે તેમને તેના ઉપર છાપેલી કિંમતથી બેવડી કિમ્મતે મળશે.

## આ "રસિક વાર્તામાળા" ના કાયમના ગ્રાહકને લાભ!

આ વાર્તામાળાની પહેલી સોળ વાર્તાના અગાઉથી કાયમના ગ્રાહક થઇ અમારે ત્યાં વાર્ષિક લવાજમ ભરી નામ નંધાવશે તેમને જેમ જેમ વાર્તાઓ છપાશે તેમ તેમ ઘેર બેઠાં પહોંચાડવામાં આવશે. દર અંગ્રેજી માસની તા. ૧૫ મીએ નિયમિત પ્રકટ થશે. કાયમના ગ્રાહકોનું વાર્ષિક લવાજમ નીચે પ્રમાણે છે:—

(૧) ગ્લેઝડ કાગળ ઉપરના રૂ ૩–૮–૦ ત્રણ રૂપીઆ } પોસ્ટેજ સાથે.
(૨) ૨૪ કાગળ ઉપરના રૂ ૨–૮–૦ અઢી રૂપીઆ }

**વળી**

**કાયમના ગ્રાહકોને આ વાર્તાના પુઠાના ત્રીજા પાન પર જણાવ્યા પ્રમાણે બે હજાર ગ્રાહકોએ રૂ. ૫૦૦) ના બક્ષીસો મળશે.**

☞ અપૂર્ણ—સાંધણ જૂઓ આ પુઠાના ૩ જા પાન ઉપર.

રસીક વાર્તામાળા—પુષ્પ પહેલું.
દબુ-બે પૈસા સીરીઝ નંબર ૧.

# સ્વર્ગીય-પ્રેમ.

જ્ઞાન સાથે ગમ્મત આપનારી રસિક વાર્તા.



લેખક,
મહાશંકર લલ્લુભાઇ ભટ્ટ
માલિક—શ્રી ગુજરાત સમાચાર પ્રિ. પ્રેસ, વડોદરા.



પ્રકાશક,
મંત્રી—શ્રી ગુર્જર સાહિત્ય વર્દ્ધક કાર્યાલય
મુંબઇ અને વડોદરા.



સંવત ૧૯૮૧  ઈ. સ. ૧૯૨૫.
પહેલી આવૃત્તિ ૩૦૦૦ પ્રત.



છુટક કિમ્મતઃ—એક દબુ—એટલે બે પૈસા કલદાર.
( ગ્લેઝડ કોપીનો એક આનો )

વડોદરા—લહેરીપુરા, હાટકેશ્વર મહાદેવ પાસે આવેલા શ્રી ગુજરાત સમાચાર પ્રેસમાં ભટ્ટ મહાશંકર લલ્લુભાઈએ છાપીને પ્રકટ કર્યું.
પ્ર. ક. તા. ૩૧-૧-૨૫.

# પ્રસ્તાવના.

આ વાર્તાના લેખકને તેત્રીશ વર્ષના અનુભવથી સમજાયું છે, કે જનસમુહને વાંચનનો શોખ લગાડવા તથા જ્ઞાન સાથે ગમ્મત આપવા માટે નાનાં નાનાં સુબોધક સરળ ભાષામાં લખાઇ પ્રકટ થયેલાં વાર્તાનાં પુસ્તકો વધારે ઉપયોગી થઇ પડે છે અને તેની સારી અસર થાય છે. જ્યારે આજથી વીશ વર્ષ ઉપર ગુજરાતી ભાષામાં એક પણ ગ્રંથમાળા ચાલતી નહોતી ત્યારે આ વાર્તાના લેખક તરફથી " ૧ છુપી પોલિસ ગ્રન્થમાળા, ૨ નવલ કથા ગ્રન્થમાળા, ૩ વિવિધ વાર્તામાળા અને ૪ સુબોધક નાટકમાળા " વગેરે ગ્રન્થમાળાઓ પ્રકટ થઇ હતી અને તે યોજના ઘણી લોકપ્રિય થઇ પડી છે, તે એટલાજ ઉપરથી સમજાય છે, કે તે પછી અનેક ગ્રંથમાળાઓ ઉભરાઇ ગઇ છે!

હાલમાં એ સઘળી ગ્રન્થમાળાઓથી પણ ઘણીજ સસ્તી અને નાની નાની રસિક વાર્તાઓની એક ગ્રન્થમાળા ચાલુ કરવા ઘણા તરફથી માગણી થતાં અમે ચાલુ સાલ ( ઇ. સ. ૧૯૨૫-સં. ૧૯૮૧ ) થી આ રસિક વાર્તામાળા પ્રકટ કરવા માંડી છે. આ માળામાં ૧ અરધા આના, ૨ એક આના, ૩ બે આના, અને ૪ ચાર આનાની કિમ્મતવાળી એવી ચાર સીરીઝો જુદી જુદી જાતની સંપૂર્ણ વાર્તાઓમાં પ્રકટ થશે. એની યોજના આ પુસ્તકના રંગીન પુઠા ઉપર બીજા પાનમાં આપેલી છે તે વાંચી જવા ભલામણ છે. ગુજરાત સમાચાર પ્રેસ તા. ૧-૧-૨૫ વડોદરા.

મંત્રી—શ્રી ગુર્જર સાહિત્ય વર્દ્ધક કાર્યાલય.
લહેરીપુરા-હાટકેશ્વર મહાદેવ પાસે, વડોદરા.

॥ ॐ तत्सत् ॥

રસિક વાર્તામાળા:-પુષ્પ ૧લું -ઠગુ સીરીઝ નં.૧.

# સ્વર્ગીય—પ્રેમ.




અહમદનગરથી થોડે દૂર દક્ષિણમાં એક ઉજજડ થઇ પડેલો બાગ હજી સુધી દ્રષ્ટિગોચર થાય છે. ઇતિહાસ જાણનારા વાંચકો મહારાષ્ટ્રાધિપતિ મહારાજ શિવાજીને સતાવવાને લીધે મહાન કીર્ત્તિવાન થયેલો શહેનશાહ ઔરંગઝેબ બાદશાહ પોતાનો અધિકાંશ સમય અહમદનગરમાંજ ગાળતો હતો તે અવશ્ય જાણતાજ હશે. આજ પણ અહમદનગરમાં તેની વિશાળ કબ્ર નજરે પડે છે. જે બાગની વાત ઉપર કહેવામાં આવી છે, તેમાં ઔરંગઝેબની એક બેગમ રહેતી હતી. એ બાગના બરાબર મધ્ય ભાગમાં સંગેમરમરનો એક ભાગ્યો-તૂટયો ફુવારો હજી પણ જોવામાં આવે છે.

જે બાગ હાલમાં જંગલી જાનવરોને રહેવાનું સ્થાન થઇ પડયો છે, એજ બાગ બસો વર્ષ પહેલાં ઇન્દ્રના નંદન બાગથી પણ વધારે સુન્દર અને મનોરમ હતો; જે ફુવારો આજ ભાગી-તૂટી દશામાં પડી રોઇ રહ્યો છે, એ ફુવારો એક દિવસ ગુલાબજળ ઉડાડી લોકોનાં મન પ્રફુલ્લિત કરતો હતો ! જે મહેલ આ વખતે ખંડેરરૂપ માત્ર દેખાય છે, તેજ મહેલ એક દિવસ બાદશાહ ઔરંગઝેબના

વિલાસ ભવનના નામથી ઓળખાતો હતો ! જે સ્થાનપર આજકાલ દિવસે કુતરાં ભૂકે છે અને રાતે શિયાળો રડે છે તેજ સ્થાન એક વખત અપ્સરા જેવી સુન્દર રમણિયોનાં મધુર ગાયન—વાદનથી ગૂંજી રહેતો હતો.

આશરે ત્રણસો વર્ષ પહેલાં જ્યારે ઔરંગઝેબ અહમદનગરમાં રહેતો હતો ત્યારે એ બાગ વિલાસ–સાગરમાં ડુબેલો હતો. એ વખતે એક દિવસ સંધ્યાકાળે બાગની જમણી બાજુએ એક મનોહર કુંજમાં બેઠેલો એક યુવક કોણ જાણે મનમાં ને મનમાં શો વિચાર કરતો હતો. એ યુવકની ઉમર લગભગ પચીશ વર્ષની હશે. શરીરમાં પૂરતું બળ હતું. પહેરવેશ ઉચ્ચ વંશીય ક્ષત્રીય જેવો હતો. તેની કમરમાં માત્ર એક નાની સરખી તલવાર લટકતી હતી. એ યુવક વીર શા ઇરાદાથી બાદશાહી બગીચામાં પેઠો હતો ? થોડા વખત પછી આભૂષણોનો મધુર ઝણકાર કાને પડયો; તુરતજ ચારે તરફ પોતાનો વિમલ પ્રકાશ ફેલાવતી એક ષોડશી યુવતી એ કુંજમાં ધસી આવી, યુવક ચમકયો, તે એ સુન્દરીની પાસે ગયો.સુન્દરીએ થોડું પાછા હઠી કહ્યું:–

"પ્રતાપ ! પ્રિય પ્રતાપ ! હું અસ્પર્શ્ય છું, મને અડકશો નહિ."

પરન્તુ પ્રતાપ તેનું કહેવું નહિ સાંભળતાં ઘહેલાની પેઠ તેને વળગી પડયો અને તે સુન્દરીનું ઉપરાઉપરી અધરોષ્ઠામૃત ચૂસવા લાગ્યો; બન્નેનાં નેત્રમાંથી આંસૂ વહેવા લાગ્યાં !

પ્રતાપે કહ્યુ:—"કુસુમ ! શરીર અપવિત્ર થયું છે તેથી શું થયું ? તારૂં હૃદય તો અપવિત્ર નથી થયું ને ? તારૂં હૃદય મારૂં છે, મેં તારા શરીર તરફ કદી જોયું નથી, મેં તારા શરીરને કોઇ દિવસ ચાહ્યુ નથી, માત્ર હૃદયનેજ જોયું છે અને ચાહ્યું છે ! આજ તારીજ સલાહથી આ શરીરથી હૃદયને છુટું કરવા આવ્યો છું !"

પ્રતાપની છાતીપર માથું મૂકી કુસુમ રોતી હતી; પ્રતાપ પણ એક સરખાં આંસૂ વહેવડાવી રહ્યો હતો. એવી રીતે બન્ને પ્રેમી કેટલો વખત રોતાં રહ્યાં, તેની એ બન્ને પૈકી એકેને ખબર રહી નહિ. ઘણા વખત પછી આંસૂ લૂછતાં લૂછતાં કુસુમે કહ્યું:—

"આ અપવિત્ર શરીરને હવે ન રાખવું એજ નિશ્ચય કર્યો છે. એ આ હૃદય મારૂં હોત તો ક્યારનુંયે તેને આ શરીરથી જૂદું કરી દીધું હોત; પરન્તુ પ્રતાપ! હું જે વખતે બાલિકા હતી તે વખતથીજ આ હૃદય તમારૂં થઇ ગયું છે.—આ શરીર પણ તમારૂંજ છે. દાનવ શહેનશાહે-બાદશાહ ઔરંગજેબે તેને બળાત્કારે-બળપૂર્વક કલુષિત-ભ્રષ્ટ કર્યું છે! એ શરીરને હવે નહિ રાખું. તમને અહીં બોલાવીને કાળના ગાલમાં પ્રસાવ્યા છે, હવે વિલંબ શા માટે કરો છો?"

કુસુમનું એ વાક્ય પૂરૂં થતાંજ પ્રતાપે પોતાની કમરમાંથી પોતાની પ્રતાપી તલવારને મ્યાનમાંથી ખેંચીને કહ્યું:—"દયા, માયા, સર્વને વિસર્જન કરીનેજ આવ્યો છું. મૂવા પછી આપણે બન્ને સ્વર્ગમાં ફરીથી મળીશું, છતાં પણ કોણ જાણે........"

કુસુમે વિષાદપૂર્ણ હાસ્ય કરી કહ્યું:—"છટ! શું તમે મને નરકની યંત્રણાથી છુટી કરી સ્વર્ગમાં લઇ જવામાં ડરો છો?"

પ્રતાપે કુસુમને પોતાના હૃદય સાથે લગાવી તેના મુખનું ચુમ્બન કરતાં કહ્યું:—"ત્યારે હવે વિલંબ શા માટે?"

કુસુમે પોતાની છાતી પ્રતાપના સામે ધરી.:તેજસ્વી તલવાર હવામાં ચમકવા લાગી. બીજીજ પળે કુસુમથી પણ કોમલ કુસુમના હૃદયમાં તલવાર પેસી જાત, પણ તેવું થયું નહિ!

કુંજની નજીકમાંજ વેલીની આડમાં ઉભેલો એક બળવાન ખોજો-ગુલામ આ દેખાવ જોઈ રહ્યો હતો. યુવકને તલવાર ઉઠાવતો જોઇ

તેણે શીઘ્રતાથી આવી પ્રતાપનો હાથ પકડી લીધો. ખ. પ્રતાપ અને કુસુમ ચમકી ઉઠયાં અને એક બીજાના સામું જોઇ રહ્યાં. એકદમ કુસુમનો ચહેરો બદલાઇ ગયો. સિંહણની પેઠે ખોજાના તરફ ઘૂરકીને કુસુમે કહ્યું:-" ખુશરૂ ? તું જાણે છે, કે હું કોણ છું ?"

ખુશરૂ-( ખોજાએ ) તુરતજ ગંભીર અવાજમાં ઉત્તર આપ્યો:—" જી, હા; આપ નામદાર બાદશાહ સલામતનાં બેગમ સાહેબ છો."

કુસુમે કહ્યું:-" હું હુકમ કરૂં છું, કે તું આ યુવકનો હાથ એકદમ છોડી દે."

ખોજાએ પ્રતાપનો હાથ છોડી દઇ કહ્યું:-" બેગમ સાહેબના હુકમથી હું આનો હાથ છોડી દઉં છું, પણ જેણે આપનો જીવ લેવા ધાર્યું હતું તેને નામદાર બાદશાહ સલામતના હુકમ વિના છોડીશ નહિ."

" ઠીક, ત્યારે હિમ્મત હોય તો કેદ કર !" એટલું કહી કુસુમે જરા પાછા હઠી જોરથી જમીનપર પોતાનો પગ પછાડયો. તેજ વખતે પ્રતાપના પગ નીચેની જમીન નીચે ધસવા લાગી અને જોતાં જોતાંમાં પ્રતાપ ભોંયરામાં ઉતરી પડયો ! તે પછી તે જગાએ પાછી જેમની તેમ જમીન થઇ ગઇ ! હવે ધીમે ધીમે કુસુમ એ કુંજમાંથી બહાર નિકળી અને પોતાના મહેલ તરફ જતાં જતાં ખોજા ખુશરૂને કહેતી ગઇ, કે " જો તારી ઇચ્છા હોય તો આ ખબર બાદશાહને કહેજે."

ખોજો કુસુમનું આ કામ જોઇ આશ્ચર્યચકિત થઇ બાવરા જેવો ઉભો થઇ રહ્યો હતો, તે હવે મનમાં શરમાઇને બોલ્યો:—" એક સ્ત્રી મને હાથતાળી આપીને ચાલી ગઇ ! ગમે તેમ, પણ એ કાફર યુવકને તો પકડવોજ જોઇએ."

આવો વિચાર કરી તેણે સીટી વગાડી. તુરતજ બે મજબુત ખોજા-ગુલામોએ આવી ખુશરૂને સલામ કરી. ખુશરૂએ કહ્યું:—" તમે ઘણું કરીને જાણતા હશો, શું આ જગાએ એક સુરંગ છે ?"

એક ગુલામે કહ્યું,—" જી, હા; બાદશાહના શયનાગારથી તે શહેરના મધ્ય ભાગ સુધી એ સુરંગ જમીનની નીચે ગયેલી છે."

ખુશરૂ બોલ્યોઃ—" તમે જલદીથી જાઓ. સુરંગમાં થઇને એક કાફર ક્ષત્રીય જુવાન નાસી જાય છે. તેને પકડવાનો છે."

ખુશરૂનો હુકમ થતાંજ એ બંને ખોજા—ગુલામો સત્વર એક તરફ દોડતા ચાલ્યા ગયા. તેમના ગયા પછી ખુશરૂ મનમાં ને મનમાં કંઇક વિચાર કરતો કરતો બીજી તરફ ચાલ્યો ગયો.



પ્રિય વાંચકો ! અહીં પ્રતાપ અને કુસુમનો થોડો પરિચય કરાવવો ઉચિત લાગે છે. અહમદનગરથી પાંચ કોશ પૂર્વ દિશામાં દેવી ગામ નામનું એક નાનું ગામડું હતું; હાલ તો તેનું નામ–નિશાન પણ રહ્યું નથી. એ ગામડામાં નરવરસિંહ નામનો એક સાધારણ સ્થિતિનો ક્ષત્રીય રહેતો હતો. પ્રતાપ એ નરવરસિંહનો એકનો એક લાડકવાયો પુત્ર હતો. એજ ગામમાં એક વિધવા રાજપુતાણી રહેતી હતી; કુસુમ એ રાજપુતાણીની પુત્રી હતી. લોકો કહે છે, કે એ વિધવા કોઇ રાજપૂત રાજાની રાણી હતી. ઓરંગઝેબના જૂલમી રાજ અમલમાં તેના પતિને પોતાનું રાજ મુસલમાનોએ જીતી લેવાથી દુઃખદ સ્થિતિમાં નાસી છુટવું પડયું હતું, તે દેવી ગામમાં આવી પોતાની પત્ની તથા પુત્રી સાથે છુપાઇને રહેતો હતો. ઓરંગઝેબ અહમદનગરમાં ઘણો સમય રહેતો હતો તેથી પ્રસંગ આવતાં તેનું વેર લેવાની ઇચ્છાથી તેણે અહમદનગર પાસેના આ દેવી ગામમાં નિવાસ કરવો યોગ્ય ધાર્યો હતો. તે રાજપૂત રાજા એક

વખત ઔરંગઝેબને મારવાના કાવત્રામાં પકડાવાથી માર્યો ગયો હતો. તે પછી તેની નિરાધાર વિધવા રાણી પોતાની પુત્રી કુસુમને લઇ દેવી ગામમાંજ પોતાના દુઃખના દિવસ નિર્ગમન કરતી હતી. આ સર્વ લોકકથા છે, એમાં સાચું જૂઠું કેટલું છે, તે તો ઇશ્વર જાણે. કુસુમનું અપ્સરા જેવું રૂપ-લાવણ્ય અને રાજવંશીય જેવો મા દિકરીનો સ્વભાવ જોઇને લોકોએ ઉપર જણાવેલી લોકકથા ઉપજાવી કાઢી હોય તો તેમાં નવાઇ નથી.

બાળપણથીજ કુસુમ અને પ્રતાપ પાડોશી હોવાથી સાથે રહેતાં હતાં. જયારે કુસુમની ઉમ્મર સોળ વર્ષની થઇ, ત્યારે નરવરસિંહે પ્રતાપનું લગ્ન તેની સાથે કર્યું. લગ્ન પછી કેટલાક દિવસે કુસુમની માતા સ્વર્ગવાસી થઇ. કુસુમ તથા પ્રતાપનાં પ્રેમમય હ્રદય જાણે એક બીજાને માટેજ ઇશ્વિરે જન્માવ્યાં હતાં, પરન્તુ થોડાજ દિવસ ભેગાં રહી તે પછી બંને વિચ્છિન્ન-જુદાં થઇ ગયાં! લગન પછી બરાબર છ માસ પછી એક દિવસ ઔરંગઝેબ બાદશાહે શિકારેથી પાછા વળતાં દેવી ગામમાં મધ્યાહ્ન થતાં વિશ્રાન્તિ લેવા મુકામ કર્યો હતો, તે પ્રસંગે તેણે અકસ્માત-એકાએક કુસુમને જોઇ લીધી. તેણીને જોતાંજ બાદશાહ તેનાપર મોહિત થઇ ગયો. તેજ વખતે તેણે તેણીને પકડીને બાદશાહી મહેલમાં એક બેગમના જેવા માન મરતબા સાથે લઈ જવાનો હૂકમ કર્યો! શિવાજી મહારાજ સિવાય એ વખતે ભારત વર્ષમાં કોઇ એવો વીર નહોતો, કે જે એ બાદશાહની સામો થઇ તેને પૂરો પડે. નરવરસિંહ તથા પ્રતાપની ગહેરહાજરીમાં ઔરંગઝેબે કુસુમને કોઇના પણ રોકાણ સિવાય સહેલાઇથી બાદશાહી મહેલમાં રવાના કરી આપી. ત્યાં કુસુમના અત્યંત કલ્પાંત કરવા છતાં પણ દયાહિન ઔરંગઝેબે બળાત્કારે તેને પોતાની બેગમ બનાવી તેણીને ભ્રષ્ટ કરી. કુસુમ એક કુસુમ-પુષ્પ-ફૂલ જેવી કોમળાંગી હોવાથી બાદશાહે તેનું નામ "ફૂલ-બેગમ" રાખ્યું.

કુસુમ ઉર્ફે કુલબેગમને એક મહિના સુધી મોતીબાગ નામના બાગમાં બાદશાહે રાખી હતી. એ શત્રુપુરીમાં પણ તેણીને એક સખી મળી ગઇ. એ સખી તે બાદશાહની એક બાંદી-ગુલામડી હતી. સર્વ લોકો તેને "જુલેખા"ના નામથી બોલાવતાં હતાં. કુસુમે જુલેખાની મદદથી પ્રતાપને એક પત્ર લખી મોકલ્યો. એ પત્રમાં તેણીએ પોતાની સર્વ સ્થિતિ લખી જણાવ્યા બાદ છેવટે પ્રતાપને એવી ભલામણ કરી, કે તેણે મોતીબાગમાં આવીને તેણીનો વધ કરવો. તેણે લખ્યું હતું, કે " જો તમારો મારા પ્રત્યે સહેજ પણ અનુરાગ-પ્રેમ હોય તો સત્વર આવો, આપણે બંને પ્રેમી એક સાથેજ મરી સ્વર્ગે સીધાવીએ અને ત્યાં જઇ આપણે "સ્વર્ગીય પ્રેમ" અનુભવી સુખી થઇએ. આવી રીતે મરવાથી પછી આપણે આ પાપમય સ્વાર્થી જગતમાં રહેવું પડશે નહિ. સ્વર્ગમાં જઇ આપણે સુખેથી નિર્ભય બની નિડરતાથી રહી અખંડ આનન્દ અને સુખ ભોગવીશું--જ્યાં આપણને ઔરંગજેબ જેવા મહા પાપી પિશાચોથી પ્રભુનું શાશ્વત રક્ષણ મળશે. આ નરકપૂરીમાંથી નિકળવાનો જ્યારે બીજો કોઇ ઉપાય નથી, ત્યારે આપજ આવો અને આપની તિવ્ર-તેજ તલવાર મારા હૃદયમાં ભોકી મને આ નર્કના કષ્ટમાંથી બચાવો. "

પ્રતાપ એક તેજસ્વી ક્ષત્રીય વીર હતો. પોતાની પ્રિય પત્નીને આવી રીતે પાપ-સાગરમાં ડૂબાવવાને બદલે તેનો દેહ નષ્ટ કરવો એજ ઉચિત છે એમ તેને લાગ્યું અને તેથી તેણે કુસુમની મુલાકાત લેવાનો નિશ્ચય કર્યો. પોતાની પત્નીની સૂચના પ્રમાણે નિયમિત કરેલ સમયે-એક દિવસ સાયંકાળે જુલેખા બાંદી-દાસીની મદદથી તે ચુપચાપ મોતીબાગમાં પેસી ગયો અને ઉપર બતાવેલી બાગની એક કુંજમાં જઇ છૂપાઇ ગયો.

× × × ×



એકાએક જમીનની નીચે અંધકારમય ભોંયરામાં જઈ પહોંચતાં પ્રતાપ સહેજ ગભરાયો. એટલી શિઘ્રતાથી એ બનાવ બની ગયો હતો, કે શું બન્યું ને પોતે કેવી રીતે અહીં આવી ચઢ્યો તે તેના સમજવામાં આવ્યું નહિ. તે આશ્ચર્યચકિત સ્થિતિમાં ત્યાં ઉભો ઉભો વિચાર કરવા લાગ્યો, પણ વધારે વખત તેને વિચાર કરતા ઉભા રહેવાની જરૂર પડી નહિ. એકાએક કોઇ સુકોમલ હાથે તેની પીઠપર સ્પર્શ કર્યો ! તે ચમકીને પાછળ ફર્યો, પણ અન્ધકારને લીધે તે કોઇને જોઇ શકયો નહિ.

તેણે ગભરાઇને પૂછ્યું:—"કોણ છે ?"

મીઠ કંઠથી ઉત્તર મળ્યો:—"યુવક ! જલદીથી નાસો, પાસેજ શત્રુ છે. બેગમ સાહેબે વિનયપૂર્વક કહ્યું છે, કે જલદી નાસો, બીજો કોઇ પ્રશ્ન કરવાનો વખત નથી. જો બચી જશો તો કુસુમ સાથે ફરીથી પણ મુલાકાત થશે. આગળ સુરંગના મુખડાપર એક કસેલો ઘોડો ઉભો છે. તેના પર બેસી ચાલ્યા જાઓ."

તે પછી એ અવાજ ક્રમશઃ અન્ધકારમાં મળી ગયો. પ્રતાપે બીજો કોઇ ઉપાય નહિ હોવાથી બહાર જવુંજ યોગ્ય ધાર્યું. તે અંધકારમાં ફંફોસતો ફંફોસતો સુરંગના મુખ–દ્વારપર જઇ પહોંચ્યો. સુરંગના મુખ પાસે જઇ પહોંચતાં તેને કંઈક વિલંબ થયો હતો, પરંતુ બહાર આવતાંજ તેણે એક ઘોડાને ત્યાં તૈયાર ઉભેલો જોયો. તે કૂદીને તેના પર સવાર થઇ ગયો અને તેજીથી એ તેજીને દોડાવતો એક તરફ ચાલતો થયો.

કેટલેક દૂર ગયા પછી તેને માલૂમ પડયું, કે બે ઘોડેસ્વાર તેની પૂઠે પડયા છે. એ જોઇ તેણે પોતાના ઘોડાની ચાલવાની ગતી વધારે તેજ કરી, પણ જે વખતે તેણે એક વાંક વળવાને ઘોડાને ફેરવ્યો તેજ વખતે સનનન્ કરતા બે તીર આવીને તેના જમણા હાથમાં પેસી ગયા. પ્રતાપ તેની કંઇ પણ દરકાર નહિ કરતાં ઘોડાને વારંવાર એડી મારવા લાગ્યો; છતાં પણ તેની પૂઠ પકડનાર તેની નજીક આવી પહોંચ્યા. માથાપર શત્રુઓને ઝઝુમી રહેલા જોઇ તે ઘોડા ઉપરથી નીચે કૂદી પડયો. ઘોડાને તેણે એક ચાબૂક મારી એટલે તે તેજીથી આગળ નાઠો. પોતે અંધકારમાં એક મકાન પાછળ સંતાયો. જોતા જોતામાં તેની પૂઠ પકડનાર બંને ઘોડેસવાર છેક નજીક આવી પહોંચ્યા. નાસતા ઘોડાપર યુવક છે એમ ધારી બંને ઘોડેસવાર તે ઘોડાની પાછળ પડયા. થોડા વખત પછી ઘોડાના પગનો અવાજ હવામાં મળી ગેબ થઇ ગયો.

જ્યારે ચારે તરફ શાન્તિ ફેલાઇ ગઇ ત્યારે પ્રતાપ મકાન પાછળથી બહાર નિકળ્યો. તે કયાં આવ્યો છે, કેટલી રાત ગઇ છે, તેનો વિચાર કરવાનો પણ તેને અત્યાર સુધી મોખો મળ્યો નહોતો. હવે બારિકાઇથી જોતાં તેને માલૂમ પડયું, કે અહમદનગરના એક સૂનસાન સ્થાનમાં તે આવી પહોંચ્યો છે. રાત લગભગ અરધ ઉપર વીતી ગઇ હતી. આ વખતે યુવકે પોતાને વાગેલા બંને તીરો જોરથી પોતાને હાથેજ ખેંચી કહાડયા. તીરોને ખેંચી કહાડતાંજ જોસબંધ લોહી વહેવા લાગ્યું. પોતાના રૂમાલથી જખમોને બાંધી લીધા, પરન્તુ લોહીનો વેગ કમી થયો નહિ. જોતાજોતામાં તેનાં સઘળાં કપડાં લોહીથી લદબદ થઇ ગયાં. તે પોતાના ગામ તરફ ચાલ્યો, પણ વધારે દૂર જઇ શકયો નહિ. લોહીના વહેવાથી તેનું શરીર કમજોર-નિર્બળ થઇ ગયું હતું, માથામાં ચક્કર આવતાં હતાં, તે પડતો પડતો સહેજમાં

આવી ગયો–એક મકાનનાં પગથીઆંપર મહા મુશીબતથી તે બેસી ગયો. બેસતાંજ તે બેહોશ બની ગયો.



જ્યારે પ્રતાપને શુદ્ધી આવી ત્યારે માલૂમ પડયું, કે તે એક સ્વપ્ન જોઇ રહ્યો છે. એક આલીશાન મકાનમાં તે પડયો હતો. તેના હાથ પગ દોરડાથી બાંધેલા હતા. ઓરડામાં સેંકડો સૂવર્ણની દીવીઓમાં સુગન્ધિત તેલના પ્રકાશમાન દીવા બળતા હતા; જેની ખુશબો–સુવાસથી આખો ઓરડો ખૂશબોદાર બની ગયો હતો. સામેજ સૂવર્ણ-સિંહાસન ઉપર દિલ્લીશ્વર ઔરંગઝેબ બેઠો હતો. પ્રતાપે પોતાના હાથે પગે બાંધેલું દોરડું તોડી નાખવા પ્રયત્ન કર્યો, પણ તેની એ ચેષ્ટા સફળ થઇ નહિ; ઉલટું એથી તેના ઘામાંથી ફરીથી લોહી વહેવા લાગ્યું, જેથી તે તુરત બેભાન બની ગયો.

જ્યારે તે ફરીથી શુદ્ધીમાં આવ્યો ત્યારે તેણે પોતાને બાદશાહ ઔરંગઝેબના સિંહાસન પાસે પડેલો જોયો. તેના માથા ઉપર ચાર ખોજા–ગુલામો હાથમાં નાગી તલવારો લઇ ઉભા હતા. બહુમૂલ્ય અલંકારો અને રંગબેરંગી વસ્ત્રોથી સુસજ્જિત સેંકડો દાસીઓ હાર કતાર બાંધીને બાદશાહની પાછળ ઉભી હતી. યુવકની સરળતાપૂર્ણ મૂર્ત્તિ જોઇ કઠોર હૃદયી ઔરંગઝેબના મનમાં પણ દયા ઉત્પન્ન થઇ હતી, નહિ તો અત્યાર પહેલાં તો તે યુવક ક્યારનોયે યમપૂરીમાં પહોંચી ગયો હોત.

ઔરંગઝેબે કહ્યું—“યુવક ! તારું સાહસ અને હિમ્મત પ્રશંસા પાત્ર છે. જે બેગમ–મહેલમાં ચકલી સુદ્ધાં ફરકી શકતી નથી, તે મહે-

લમાં તું બેધડક પેસી ગયો છે. જો મને એટલુંજ કહી દે, કે તું કોની પાસે આવ્યો હતો, તો હું તને જીવતદાન આપી છોડી મૂકીશ."

પ્રતાપને માટે એવી ઇચ્છા રાખવી એ અસંભવિત હતું. તે આજ મરવાજ આવ્યો હતો, તે સારી પેઠે જાણતો હતો, કે પોતાના મરવાથી કુસુમ પણ અવશ્ય મરશેજ. વળી તે સાથે તેના મનમાં મૂઆ પછી પાતપત્ની બંને સ્વર્ગમાં જઇને મળીશું એવો દ્દઢ વિશ્વાસ પણ હતો. એ સર્વનો વિચાર કરી પ્રતાપે કહ્યું:-

"બાદશાહ સલામત! મેં જે અપરાધ કર્યો છે, તેની સજા પ્રાણદંડ છે, તો પછી આપ શા માટે વિલંબ કરો છો? હુકમ આપો કે સત્વર મારૂં શિર ધડથી જૂદું કરી નાંખે. હું કોની પાસે આવ્યો હતો, એ વાત હું કહીશ નહિ."

બાદશાહની સામે દ્દઢતા પૂર્વક આવી ધૃષ્ટતા આ પહેલાં બીજા કોઇએ કરી નહોતી. ઔરંગઝેબનો ચહેરો લાલ થઇ ગયો. તેણે ખોજાઓને હુકમ કર્યો:—

"આ બદમાશની ગર્દન ઉડાવી નાખો."

પછી માથું ફેરવીને તે બોલ્યો:—"આ મહેલમાં જે જે સ્ત્રીઓ રહે છે તે સર્વ અહીં હાજરજ છે. શું કોઇ બાંદી-ગુલામડીના ઇશ્કમાં ફસાઇને આ અહીં આવ્યો હતો? કોઇના જાણવામાં હોય તો સાચે-સાચું બોલી દો."

એ પ્રશ્નનો જયારે કોઇએ પ્રત્યુત્તર આપ્યો નહિ ત્યારે ઔરંગઝેબ વધારે નારાજ થયો. ગુસ્સો આવતો ત્યારે ઔરંગઝેબને જ્ઞાન રહેતું નહોતું. તેણે આજ્ઞા કરી:-

"અહીં આ જગાએજ આ બદમાશને કતલ કરો, એટલે એનાપર જોઇને ખુશી થાય!"

હુકમ થતાંજ એકી સાથે ચાર તલવારો ઉંચી થઇ, તે વિજળીની પેઠે ચમકી, અને તે પછી એક હૃદયવિદારક શબ્દથી આખો ઓરડો, તેની જમીન અને આકાશ કંપી ઉઠયાં! બાદશાહ પોતેજ નાગી તલવાર હાથમાં લઇ સિંહાસન ઉપરથી એકદમ કૂદી પડયો. અને પ્રતાપની પાસે ગયો.

બાદશાહે તેની પાસે જઈ જે દેખાવ જોયો તે મહાન લોમહર્ષણ, હૃદયવિદારક દેખાવ હતો! તેણે જોયું, કે "ફુલ-બેગમે" પ્રતાપ પાસે જઇ એ ચાર તલવારોની નીચે પોતાનું હૃદય ખુલ્લું કરી ધરી દીધું હતું! બે તલવારો તેની છાતીની આરપાર નીકળી ગઇ હતી અને બે તલવારો પ્રતાપની છાતીમાં પેસી ગઇ હતી!

બાદશાહ ખરેખર ફુલ બેગમને ઘણી ચાહાતો હતો. તેણે દુ:ખી થઇ કહ્યું:—"ફુલ"? તેં આ શું કર્યું?"

ફુલે-કુસુમે બાદશાહના તરફ જોઇ ધીમે ધીમે કહ્યું.—"શહેનશાહ! પતિને પોતાનો પ્રાણ આપી બચાવવો એ પત્નીનો ધર્મ છે, મેં એ ધર્મનું પાલન કર્યું છે!"

આ કરૂણ શબ્દ મરતાં મરતાં પ્રતાપના કાનમાં પણ જઇ પડયા. તેનામાં બોલવાની શક્તિ બિલકુલ રહી નહોતી, છતાં પણ એ શબ્દો સાંભળી તેના શરીરમાં બળ આવ્યું. એ બળના પ્રતાપે તેણે ઘણાજ કષ્ટથી પોતાનું મુખ કુસુમના મુખ પાસે લઇ જઈ તેના ગાલે ચુમ્બન કર્યું!

બાદશાહનું કઠોર હૃદય પણ આ અદ્દભૂત દેખાવ જોઇને પીગળી ગયું. તેણે તેજ વખતે મંત્રીને બોલાવી હુકમ કર્યો, કે:—આ બંને પ્રેતાને હિન્દુધર્મના ફરમાન મુજબ વિધિપૂર્વક સુખડની ચિતા ખડકી દહન કરાવો તથા આખા શહેરમાં દાંડી પીટાવી જાહેર કરો, કે સાત દિવસ સુધી સર્વ પ્રજાજને શોકચિન્હ ધારણ કરવાં. આ મારા

મોતીબાગના બેગમ મહેલની સામેજ એ બંને પતિપત્નીનાં શરીરને અગ્નિ સંસ્કાર કરવો, અને જે જગાએ તેમને દહન કરવામાં આવે તે જગાએ આરસનો એક તુલસીકયારો ચણાવી તેનીપાસે એક કાળા સંગેમરમરી પત્થરનો ફુવારો બનાવી તે ફુવારામાંથી રાત દિવસ અખંડ ગુલાબ જળ એ તુલસીકયારાને તરબોળ કરે એવો બંદોબસ્ત કરવો, તે સાથેજ એ તુલસીકયારાની નીચે દિવાલમાં તેમની અવસાન સમયની સ્થિતિનું ચિત્ર કોતરાવી તેનાપર એ બંનેના "સ્વર્ગીય પ્રેમ"ના સ્મારક તરીકે તેમનાં જન્મ મરણની તિથિ લખી તેમના મરણનું કારણ સ્પષ્ટાક્ષરથી કોતરાવવું."

દિલ્લીશ્વરના હૂકમથી એકજ દિવસમાં નગર વસી ગયું હતું: તો આ નાનું સરખું કામ થતાં શી વાર લાગે તેમ હતું! આ બનાવ બન્યો તેને ત્રીજેજ દિવસે કુસુમ અને પ્રતાપના મૃત શરીરની જે જગાએ દહનક્રિયા થઈ હતી તે જગાએ તુલસીકયારાની દિવાલ ઉપર તેમનાં પુતળાં કોતરવામાં આવ્યાં અને તેના ઉપર ગુલાબ જળનો ફુવારો ઉડવા લાગ્યો. બાદશાહે પોતાના હાથથી એક ગુલાબનો તથા એક તુલસીનો છોડ એ તુલસીકયારામાં રોપ્યા. લગભગ ત્રણસો બેગમોએ તથા તેની દોઢ હજાર દાસીઓએ એક એક ફુલ સ્વર્ગીય પ્રેમી જોડાના બાવલાપર ચઢાવી!

બાદશાહે ત્યાં હાજર રહેલી સર્વ બેગમોને તથા તેમની દાસીઓને એ સ્વર્ગીય જોડાના આત્માની શાન્તિ માટે પ્રાર્થના કરવા હૂકમ કર્યો. કુસુમની સખી જુલેખા પ્રાર્થનાનું એક કાવ્ય આંસુથી છલકાતી આંખોએ બોલી અને તે બીજી સર્વ હાજર રહેલી બેગમો અને દાસીઓએ ઝીલ્યું. પ્રાર્થના પૂર્ણ થતા સુધી સર્વ હાથ જોડી ગમગિન ચહેરે ઉભાં રહ્યાં હતાં. છેવટે તે સર્વ એકી સાથે "સ્વર્ગીય પ્રેમનો

સદા જય!" શબ્દની ગર્જના કરી ત્યાંથી પોતપોતાને ઠેકાણે ભગિની ભર્યે ચહેરે ચાલ્યાં ગયાં. *




---

# બક્ષીસો ! બક્ષીસો !

## ગ્રાહકોને રૂપીઆ ૫૦૦) ની બક્ષીસો વહેંચાશે !

## આ રસીક વાર્તામાળાના ગ્રાહક થઈ તેની સોળ વાર્તાઓ સાચવી રાખો.

ગુજરાતી બન્ધુઓમાં સસ્તું અને સારૂં સુબોધક વાંચન ફેલાવવાના **શુભ હેતુથી** અમો નફા તરફ લક્ષ નહિ આપતાં અમારી આવકમાંથી અમારા આ રસિક વાર્તામાળાના બે હજાર ગ્રાહકોને **રૂ. ૫૦૦) ની બક્ષીસો આ**પવાનો વિચાર રાખ્યો છે. બે હજાર ગ્રાહકથી ઓછા વત્તા ગ્રાહકો થશે **તો** તેના પ્રમાણમાં બક્ષીસોની રકમ ઓછી વત્તી કરવામાં આવશે.

આ બક્ષીસોમાં ભાગ લેવાને "**રસીક વાર્તામાળા**" નાં પુસ્તકોના અગાઉથી ગ્રાહક થઈ તેની સોળ વાર્તાઓનું લવાજમ અગાઉથી ભરી તેના બદલામાં એ વાર્તાઓ વાંચીને સાચવી રાખો. પંદર વાર્તાઓ પૂરી થયા પછી અમે અમારે ત્યાં ની કરેલી ગુપ્ત નિશાનીવાળી વધુ વાર્તાઓ કોની પાસે છે તેની તપાસ કરીશું. જેમની પાસેથી એવી નિશાની કરેલી વાર્તાઓ નીકળશે તેમને રૂ. ૫૦૦) ની બક્ષીસો વહેંચી **આપવામાં આવશે. એનું** પરિણામ સોળમી વાર્તામાં પ્રસિદ્ધ થશે. બક્ષીસ મેળવનારે અમારી તે નિશાનીવાળી વાર્તા તથા પોતે લવાજમ ભરીને મેળવેલી બીજી પંદર વાર્તાઓ **મળી** સોળ વાર્તા અમને બતાવવી પડશે. તે પછી બક્ષીસો મળશે. બક્ષીસો નીચે પ્રમાણે વહેંચાશે. છેવટનો નિર્ણય અમે કરીશું તેજ કાયમનો ગણાશે.

**ગ્લેઝડ કાગળની નકલોના ગ્રાહકોને બક્ષીસ**

| | | |
|---|---|---|
| ૧ લી | બક્ષીસ. | રૂ. ૧૦૦) |
| ૨ જી | ,, | રૂ. ૫૦) |
| ૩ જી | ,, | રૂ. ૨૫) |
| ૪ થી | ,, | રૂ. ૧૫) |
| ૫ મી | ,, | રૂ. ૧૦) |
| ૬ થી ૧૫ સુધી દરેકને | | રૂ. ૫) |

**રફ કાગળની નકલોના ગ્રાહકોને બક્ષીસ**

| | | |
|---|---|---|
| ૧ લી | બક્ષીસ | રૂ. ૧૦૦) |
| ૨ જી ને ૩ જી દરેક | ,, | રૂ. ૨૫) |
| ૪ થી ને ૫ મી ,, | ,, | રૂ. ૧૫) |
| ૬ થી ૯ સુધી ,, | ,, | રૂ. ૧૦) |
| ૧૦ થી ૧૫ ,, ,, | ,, | રૂ. ૫) |

**સંપાદક અને પ્રકાશક.**

ઠે. ગુજરાત સમાચાર પ્રેસ—વડોદરા.

# રસિક વાર્તામાળાની

## સોળ વાર્તાઓ.

| | | |
|---|---|---|
| ૧ | સ્વર્ગીય-પ્રેમ. | ૦-૧-૦ |
| ૨ | પ્રેમ-દીવાની ! | ૦-૧-૦ |
| ૩ | કમળ કુમારી. | ૦-૧-૦ |
| ૪ | ફેશન કે ફજેતી ? | ૦-૧-૦ |
| ૫ | સ્વપ્ન-લગ્ન. | ૦-૧-૦ |
| ૬ | પ્રેમ-બળિદાન. | ૦-૧-૦ |
| ૭ | જય-પરાજય. | ૦-૧-૦ |
| ૮ | કુસુમ-ચંદન. | ૦-૧-૦ |
| ૯ | માણિક્ય-મુદ્રા. | ૦-૨-૦ |
| ૧૦ | દેવી-ભવાની. | ૦-૨-૦ |
| ૧૧ | રોશન આગ. | ૦-૨-૦ |
| ૧૨ | માનીની-દેવી. | ૦-૨-૦ |
| ૧૩ | પવીત્ર-પ્રેમ. | ૦-૪-૦ |
| ૧૪ | ગુલ-બેગમ. | ૦-૪-૦ |
| ૧૫ | ગોલ્ડન-ગેંગ-ભાગ ૧ લો. (સોનેરી ટોળી.) | ૦-૮-૦ |
| ૧૬ | ગોલ્ડન-ગેંગ-ભાગ ૨ જો. (સોનેરી ટોળી) | ૦-૮-૦ |

* ગ્લેઝડ કાગળ ઉપર છાપેલી વાર્તાની બેવડી કીંમત પડે છે.

* કીમ્મત ઉપરાંત પોસ્ટેજ જૂદું સમજવું.

જથાબંધ ખરીદનારને ભરપુર કમીશન મળે છે.

મંત્રી—શ્રી ગુર્જર સાહિત્ય વર્દ્ધક કાર્યાલય.
ગુજરાત સમાચાર પ્રેસ—વડોદરા.



બહેન ! સતી, અમો ભયંકર લૂંટારા છીએ. પરંતુ સદ્ગુણના ગુલામ છીએ.



આ ચીત્રનો ભેદ જાણવા સારૂ વાંચો વરઘેલી વીણા.